# सुरत जील्लानी भूगोळ.

સુરત જીલ્લાની નિશાળોના ગુજરાતી ત્રીજા ધોરણ
વાળા વિદ્યાર્થિઓને ખાનગી શીખવા સારૂ

## घेलाभाइ गोपाळदास गांधीए

છપાવી પ્રસિદ્ધ કરી.

(નવી આવૃત્તિ, વધારા સાથે).



અમદાવાદ મધ્યે
[redacted]ામાની હવેલીમાં આ૦ યુનાઈટેડ પ્રિ૦ અને જ૦
એજન્સિ કંપની "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

સને ૧૮૭૮—સંવત ૧૯૩૪

કિમ્મત બે આના.

# ત જીલ્લો.

ો સુરત જીલ્લો ક્યાં આવ્યો છે?

ુરત જીલ્લો એ ગુજરાત પ્રાંતમાં બધા જીલ્લા કરતાં છેક દક્ષિણે આવેલો છે.

સ—સુરત જીલ્લાની ચારો દિશાએ શું શું આવેલું છે?

જ—ઉત્તરે કીમ નદી તથા ભરૂચ જીલ્લો; પશ્ચિમે ખંભાતનું અખાત, તથા આરબી સમુદ્ર; દક્ષિણે દમણ ગંગા નદી, તથા થાણા જીલ્લો; ને પૂર્વે વડોદરા તથા રાજપીપળાનું

સ- સંસ્થાન, ને ગાયકવાડ વાંસદા ને ધરમપોરના રાજાનો મૂલક.

જ—સુરત જીલ્લામાં નદીઓ તથા ખાડીઓ કઈ કઈ આવી છે?

—કીમ નદી, સેના નદી, તેના ખાડી, તાપી, મીંઢોળા, પુર્ણા,

સ- અંબીકા, કાવેરી, ઔરંગા, પાર, પરીઆલી ખાડી, કોલક, ને દમ્મણ ગંગા નદી.

જ—એ નદીઓ તથા ખાડીઓ ઉપર કયા કયા ગામ તથા કસબા આવેલા છે તે બોલો?

જ—કીમ નદી ઉપર—ઈલાવ, કઠોદ્રા.

સેના ઉપર—ભગવા, ઓરપાડ.

તેના ઉપર—તેના, વાસ્વા, [illegible]પોર.

તાપી ઉપર—સુરત, રાંદેર, કડોદ, માંડવી એ શેહેરો તથા કસબા; ને ઉમરા, અઠવા, અડાજણ, સીંગણપોર, વેડ, અમરોલી, ફુલપાડા, વરાછા, કઠોર, ખોલવર, કામરેજ, બહુધાન વગેરે મોટાં ગામો.

મીંઢોળા ઉપર—મરોલી, બારડોલી, બારા.

પૂર્ણા ઉપર—જલાલપોર, નવસારી, તેલારા, મહુવા, વાલોડ, બુહારી, અંતાપોર.

અંબીકા ઉપર—બીલીમોરા, કછ.

કાવેરી ઉપર—ચીખલી.

ઔરંગા ઉપર—વલસાડ, કાશંબા, સ

પાર ઉપર—પારડી, ઉમરસાડી, હરી..,

પરીઆલી ખાડી ઉપર—પલસાણા, ઉદવાડા.

કોલક ઉપર—બગવાડા, કોલક, ડુંકવાડા.

દમણ ગંગા ઉપર—નાનું દમણ, મોટું દમણ.

સ—સુરત જીલ્લામાં સૌથી મોટી નદી કઈ, ને તે ક્યાંથી નીકળીને કોને મળે છે?

જ—સૌથી મોટી નદી તાપી તે સાત પુડાના પાહાડમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે.

સ—તાપી નદીથી ઉતરતી બીજી નાની નદી કઈ, ને તે ક્યાંથી નીકળીને કોને મળે છે?

જ—તાપીથી ઉતરતો કીમ નદી, તે રાજ પીપળાના ડુંગરમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે.

સ—સુરત જીલ્લામાં ડુંગરો ક્યા ક્યા આવ્યા છે?

જ—એમાં એક મોટો ડુંગર વલસાડ તાલુકામાં પારનેરાનો, તથા બીજો ડુંગર ડુંગરીનો છે, તે શિવાય બીજા જાણવા લાયક ડુંગર નથી.

સ—સુરત જીલ્લામાં રેલવે ક્યા ક્યા તાલુકામાં આવ્યો છે?

જ—ઓરપાડ, ચોર્યાસી, જલાલપોર, વલસાડ, ને પારડી તાલુકામાં.

સ—એ જીલ્લામાં બધાં મળીને આગ ગાડીનાં સ્ટેશનો કેટલાં આવ્યાં છે, ને તે ક્યાં ક્યાં?

જ—બધાં મળીને ૧૪ સ્ટેશનો છે તેનાં નામ—કીમ, સાયણ, અમરોલી, સુરત, સચીન, મરોલી, નવસારી, અમલસાડ,

વલસાડ, પારડી, ઉદવાડા, ને વાપી વાનું સ્ટેશન.

કેટલાં માણુસની વસ્તી છે ?

ગાયકવાડી ગામો શિવાય એ જીલ્લામાં આસરે ૬૦૭૦૦૦ માણુસોની વસ્તી છે.

સ—એ જીલ્લામાં પારસી લોકોની વસ્તી ઘણી ખરી કયા કયા ગામો તથા કસબામાં છે ?

જ—મોરા, સુંહાળી, બર્જોદ વેસુ, ભાઠુ, અડાજણ, રાંદેર, સુરત, નવસારી, ગણુદેવી, બીલીમોરા, વલસાડ, ને ઉદવાડા.

સ—એ જીલ્લામાં કાળી પરજના લોકોની વસ્તી ઘણી ખરી કયાં છે?

જ—માંડવી તાલુકામાં, ને થોડી બારડોલી, ચીખલી, ને વલસાડ તાલુકામાં.

સ—એ જીલ્લામાં તથા એ જીલ્લાની આસપાસ ગાયકવાડી માહાલો તથા કસબા કયા કયા આવ્યા છે ?

જ—વરીઆવ, કઠોર, કામરેજ, ઘડાં, ટીંબા, વસ્તારી, બળેશ્વર, પલસાણા, વેસમા, મરોલી, તલારા, મહુવા, નવસારી, ગણુદેવી, બીલીમોરા, બારા, અંતાપોર, વલવાડા, અનાવલ, વેવચ, દેવકી ઉનાઈ વગેરે.

સ—સુરત જીલ્લાના કયા કયા ગામોમાં જાત્રા તથા મેળા ભરાય છે ?

જ—સરસ, મોરા, ભીમપોર, કનારગામ, ફુલપાડા, બહુધાન, દેવકી ઉનાઈ, ને કુંતા.

સ—એ જીલ્લામાં મીઠ બંદરો કયા કયા ગામોમાં આવ્યા છે?

જ—કુડીયાણા, જીઆવ બુડીઆ, પનાર, ને છરવાડ ગામમાં.

સ—એ જીલ્લાના કયા કયા ગામો બંદરની માફક વેપા ને સારૂ કામ આવે છે?

જ—ભગવા, દાંડી, રાંદેર, સુરત, કુમ્મ
કોલક, ઉમરસાડી, દમણ.
સ—સુરત જીલ્લામાં અંગ્રેજી નિશાળો કયે
જ—સુરત, નવસારી, ને વલસાડ.
સ—એ જીલ્લામાં ગાયકવાડ સરકારના તરફથી કયા કયા ગામે-
માં ગુજરાતી નિશાળો સ્થાપવામાં આવી છે?
જ—વરીઆવ, વેરાછા, કઠોર, પલસાણા, વેસ્મા, બારા, ને
નવસારી.
સ—એ જીલ્લામાં મુખ્ય પાક શાનો થાય છે?
જ—ડાંગર, જુવાર, કપાસ, કઠોળ, ઘઊં, બાજરી, દીવેલી, ને
દક્ષિણ ભાગમાં નાગલી તથા શેરડી થાય છે.
સ—સુરત જીલ્લાના તાલુકા કેવી રીતે આવ્યા છે ?
જ—એ જીલ્લાના તાલુકા બધા એક જગે નથી, પણ ગાયકવા-
ડનાં પ્રગણાં સાથે સેળભેળ થઈ ગયા છે.
સ—એ જીલ્લામાં કેટલા તાલુકા છે ?
જ—આઠ; ૧ ઓરપાડ, ૨ ચોર્યાસી, ૩ માંડવી, ૪ બારડોલી,
૫ જલાલપોર, ૬ ચીખલી, ૭ વલસાડ, ૮ પારડી.

---

## ઓરપાડ તાલુકો. (૧).

સ—ઓરપાડ તાલુકાની ચારો દિશાએ શું શું આવ્યું છે ?
જ—ઉત્તરે કીમ નદી, પશ્ચિમે ખંભાતનું અખાત, દક્ષિણે તા-
પી નદી તથા ચોર્યાસી તાલુકો, ને પૂર્વે ગાયકવાડનો મૂલક.
સ—ઓરપાડ તાલુકામાં નદીઓ કઈ કઈ આવી છે ?
જ—ઉત્તરે કીમ નદી, દક્ષિણે તાપી નદી, તથા ત્રીજી સેના
નદી ઓરપાડ કસબા આગળ છે, ને તેના ખાડી ઈ-
ચ્છાપોર ગામ આગળ છે.
સ—એ તાલુકામાં મોટા કસબા ક્યા આવ્યા છે?
જ—ઓરપાડ ને કુડસદ.

સ—ઓરપાડ કસબામાં કેટલા માણસની વસ્તી છે, ને તેમાં
    કયા કયા અમલદારો રેહેછે ?

જ—એમાં આસરે ૪૦૦૦માણસની વસ્તી છે ને એક મામલ-
    તદાર, મુનસફ, તથા ફોજદાર રેહેછે.

સ—ઓરપાડના મુનસફને કયા કયા તાલુકાનો ઇનસાફ કરવાનો
    અધિકાર છે?

જ—ઓરપાડ ને માંડવી તાલુકાનો.

સ—ઓરપાડમાં બીજું જાણવા લાયક શું શું છે?

જ—એમાં એક મોટી તાલુકા સ્કુલ, દવાખાનું, પુસ્તકશાળા,
    પોષ્ટ હાફીસ, ને એક જોવા લાયક મોટું તળાવ છે.

સ—ઓરપાડ તાલુકાનાં મોટાં મોટાં ગામોનાં નામ દેઓ ?

જ—ભગવા, દાંડી, સરસ, મોરા, સુંહાલી, દીવણ, કુડીયાણા,
    અડાજણ, કોસાડ, અમરોલી, ને વરાછા.

સ—એ તાલુકાના સરસ અને મોરા ગામ શાને વાસ્તે નામીચાં છે?

જ—સરસ ગામની નજીક સિદ્ધનાથ માહાદેવનું મોટું દેરૂં છે ત્યાં
    વરસો વરસ માગસર સુદ અગિઆરસે જાત્રા ભરાય છે,
    ને મોરા ગામમાં એક મોટો કુવો છે ત્યાં વરસો વરસ માગસર
    વદ ચઉદસે જાત્રા ભરાય છે- એ કુવે લોકો નાહેછે ને કે-
    ટલાક લોક સારે છે.

સ—ઓરપાડ તાલુકામાં મોઢ બંદર કયાં છે ને તેમાં કોણ રેહેછે?

જ—મીઢ બંદર કુડીયાણામાં છે, ત્યાં એક સર કારકુન રેહેછે.

સ—એ તાલુકામાં રેલવેનાં સ્ટેશનો કયાં આવ્યાં છે?

જ—કીમ, સાયન, ને અમરોલી.

સ—ત્યારે સાયનના સ્ટેશન પાસે ભુત બંગલાનું સ્ટેશન કેહેછે
    તે કયું ?

જ—કીમનું સ્ટેશન તેજ ભૂત બંગલાનું સ્ટેશન જાણવું.

સ—ઓરપાડ તાલુકાની હવા તથા પાણી કેવાં છે?

જ—એ તાલુકાની હવા તથા પાણી સારાં છે, હવામાં વલસાડ તાલુકાથી બીજે નંબરે એ તાલુકો છે.

સ—ઓરપાડ તાલુકામાં સૌથી સરસ હવા કયા ગામની છે?

જ—એ તાલુકાના નૈરૃત્ય ખૂણા તરફ સુંવાળીની પાસે હજીરા ગામ છે ત્યાંની હવા તથા પાણી બહુજ સરસ છે.

સ—એ હજીરા ગામમાં જાણવા લાયક શું છે?

જ—એમાં બારકસનો અજીરો (દીવા દાંડી) છે.

સ—એ દીવા દાંડીની શું કામ અરથે છે?

જ—એ દીવા દાંડી ઉપર સરકારના તરફથી હંમેશા દીવા મૂકાયછે, તે બાહારથી આવતાં સફરી વાહાણોને અંધારી રાતે બહુજ કામ લાગેછે.

સ—ઓરપાડ તાલુકામાં મુખ્ય પાક શાનો થાય છે?

જ—જુવાર, ઘઉં, ને કપાસનો.

સ—ઓરપાડ તાલુકાની દક્ષિણે કયો તાલુકો આવ્યો છે?

જ—ચોર્યાસી તાલુકો.

---

## ચોર્યાસી તાલુકો. (૨).

સ—ચોર્યાસી તાલુકાનું નામ શા ઉપરથી પડેલું છે?

જ—અસલ એ તાલુકામાં ૮૪ ગામ હતાં તે ઉપરથી.

સ—ત્યારે હાલ એ તાલુકામાં કેટલાં ગામ છે?

જ—હાલ તો ૬૪ ગામ છે, ને બાકીનાં ગામો નવાબ તથા ગાયકવાડ સરકારની સાથે સેળભેળ થઈ ગયલાં છે.

સ—ચોર્યાસી તાલુકાની ચારો દિશાએ શું શું આવ્યું છે?

જ—ઉત્તરે તાપી, નદી, તથા ઓરપાડ તાલુકો; પશ્ચિમે ખંભાતનું અખાત, તથા ઓરપાડ તાલુકો; દક્ષિણે મીંઢોળા નદી;

ને પૂર્વે ગાયકવાડી કામલેજ, તથા બળેશ્વર પ્રગણું.

સ— એ તાલુકામાં નદીઓ કઈ કઈ આવી છે ?

જ—ઉત્તરે તાપી નદી, ને દક્ષિણે મીંઢોળા નદી.

સ—તાપી નદી ઉપર જોવા લાયક શું બાંધેલું છે ?

જ—એ નદી ઉપર લોઢાના મોટા શોભાયમાન બે પૂલો બાંધેલા છે, એક આગ ગાડી જવાનો ને બીજો બેલ ગાડી તથા માણસોને જવાનો, તે બં. પૂલો જોવા લાયક છે.

સ—ચોર્યાસી તાલુકામાં મોટું શેહેર કયું છે, ને તેમાં કેટલાં માણસની વસ્તી છે ?

જ—મોટું શેહેર સુરત તાપી નદી ઉપર છે, તેમાં ૧,૦૭,૨૦૦ માણસની વસ્તી છે.

સ—સુરત શેહેરનું નામ શા ઉપરથી પડયું છે ?

જ—કોઈ સુરતા નામની કસબાતેણ ઉપરથી.

સ—સુરત શેહેરમાં અગ્રજ સરકારે ક્યારે કોઠી ઘાલી !

જ— સન ૧૬૧૨ માં.

સ—તેવારે ક્યા બાદશાહનું સુરતમાં રાજ્ય હતું !

જ—મોગલ વંશના જાહાંગીર બાદશાહનું.

સ—સુરત શેહેર આગળ કેવી હાલતમાં હતું ?

જ—એ શેહેર આગળ ઘણું પૈસાવાળું હતું, એમાં વેપાર ઘણો સારો ચાલતો હતો, ને પૈસાદાર લોકો બહુ રેહેતા હતા.

સ—પણ ત્યાર પછી પડતી હાલતમાં કેમ આવ્યું ?

જ—સંવત ૧૮૭૮ની મોટી રેલ, તથા સંવત ૧૮૯૩ ની મોટી આગ તથા રેલથી એ શેહેરને ઘણું નુકસાન પોહોચ્યું ને પાએમાલ થઈ ગયું, ત્યારથી એ પડતી હાલતમાં આવ્યું.

સ—સુરત શેહેરમાં દીવાની, ફોજદારી, તથા મેહેસુલની વસુ-

લાતના કામ કરવા સારૂ કયા કયા અધિકારીઓ રેહેછે ?

જ—નાજર, મુનસફ, પ્રિન્સીપાલ સદર અમીન, જડજ, ચોર્યાસીનો ફોજદાર, શેહેર ફોજદાર, પોલીસ સુપ્રિનટેનડેન્ટ, પેહેલા વર્ગના ફુલ પાવર તથા બીજા અને ત્રીજા વર્ગના મેજીસ્ટ્રેટ, હજુર ડીપ્યુટી કલેકટર, કલેકટર, અને સેશન જડજ.

સ—સુરતના મુનસફથી કયા કયા તાલુકાના દીવાની કામના ફેસલા મૂકવાય છે ?

જ—હદ પ્રમાણે ચોર્યાસી ને બારડોલી તાલુકાના.

સ—સુરતની સ્મોલ કોઝ કોરટમાં કેવી રીતના મુકદ્દમા ચલાવાયછે?

જ—જંગમ મિલકતને લગતા, ૨૧ થી ૫૦૦ સુધીના.

સ—સુરતમાં દીવાની કામ કરવાની કોરટો, ને ફોજદારી કામ કરવાની કચેરીઓ કયે ઠેકાણે રાખવામાં આવી છે ?

જ—દીવાની કામ કરવાની તમામ કોરટો નાનપરામાં નાવડી બંદર આગળ તુરંગની પાસે છે, ને ફોજદારી કામ કરવાની કચેરીઓ કિલ્લામાં છે.

સ—સુરતનો કિલ્લો કેવો ને તે ક્યાં બાંધેલો છે ?

જ—તાપી નદીના કીનારા ઉપર–તે ઘણો મજબૂત, મુસ્તકીન, ને જોવા લાયક છે.

સ—સુરતના કિલ્લામાં કયા કયા અધિકારીઓની કચેરી તથા હાફીસો છે ?

જ—એમાં ફોજદાર, પેહેલા વર્ગના ફુલ પાવર તથા તેમના આસિસ્ટંટોની, તથા બીજા અને ત્રીજા વર્ગના મેજીસ્ટ્રેટની કચેરી, તથા હેડ એકાઉનટંટ, રેજીસ્ટ્રાર, તથા ત્રીજોરીની હાફીસો છે.

સ—એ કિલ્લામાં બીજું જાણવા લાયક શું છે ?

જ—એમાં દફતરખાનું, તથા એક કાચી તુરંગ છે.

સ—એ કિલ્લામાં જે હાફીસો તથા કચેરીઓ છે, તે શિવાય સુરતમાં બીજી કઈ કઈ જાણવા લાયક હાફીસો છે?

જ—એ શિવાય સુરતમાં બીજી એકસીક્યુટીવ એંનજીનીયરની હાફીસ, મોટી તથા નાની પોસ્ટ હાફીસ, તાર હાફીસ, માપણી ખાતાની હાફીસ, અને શેહેર સુધરાઈ ખાતાની હાફીસ છે.

સ—એ હાફીસો શિવાય સુરત શેહેરમાં બીજુ જાણવા લાયક શું શું છે?

જ—ફરજો, બે મોટાં સરકારી દવાખાનાં, અંગ્રેજી હાઈસ્કુલ તથા ગુજરાતી નિશાળો, ક્લોક ટાવર, દીવાની તથા ફોજદારી તુરંગ, નવાબ તથા બક્ષી સાહેબનો દરિઆ મેહેલ, લવાદ કોરટ, પુસ્તકશાળાઓ, છાપખાનાં, ધર્મશાળાઓ, કીલ્લાથી તે સ્ટેશન સુધી બાંધેલી નવી સડક, કેટલાક બંગલા, વાડી ઇત્યાદી જાણવા તથા જોવા લાયક છે.

સ—એ શેહેરમાં બીજું જોવા લાયક શું શું છે?

જ—તાપી નદીના કીનારા ઉપરનો વીકટોરિયા બાગ, તેમજ સુરતના સ્ટેશનની નજીક સંચાથી વણાતાં કાપડનાં બે મોટાં કારખાનાં છે તે.

સ—સુરતમાં અંગ્રેજી લશ્કર કયે ઠેકાણે રેહેછે?

જ—લેનને દરવાજે, અડવા ગામની પાસે.

સ—સુરત શેહેરની રચના હાલ કેવી રીતની છે?

જ—એ શેહેરમાં હાલ નવાં નવાં શોભિતાં મકાનો બંધાતા જાયછે, સડકો બાંધેલી ને સીધા થઈ છે, રસ્તે પાણી છંટાય છે, રાત્રે ગ્યાસના તેલ વગેરેના દીવા મૂકાય છે, પાણીની ગટરો બંધાયલી છે, તેથી એ શેહેરની રચના પેહેલાં કરતાં હાલ ઘણીજ ભપકાદાર થઈ છે.

સ—સુરતને સામે કાંઠે તાપી નદી ઉપર બીજું કયું શેહેર આવ્યું છે, ને તેમાં કેટલાં માણસની વસ્તી છે ?

જ—રાંદેર, તેમાં ૧૦૩૦૦ માણસની વસ્તી છે.

સ—રાંદેર એ કેવું શેહેર છે ?

જ—રાંદેર એ સુરત કરતાં પણ જુનું શેહેર છે, એમાં પણ સારા સારા લોકો વસેછે, ને એ એક નાનું સરખું બંદર છે.

સ—રાંદેરમાં કયો અમલદાર રેહેછે, ને જાણવા લાયક બીજું એમાં શું છે ?

જ—એમાં એક ફોજદાર રેહેછે, તથા પોસ્ટ હાફીસ, સરકારી ગુજરાતી નિશાળ, દવાખાનું, ગામ સુધરાઈ ખાતું, અને ધર્મશાળા વગેરે જાણવા જેવું છે.

સ—ચોર્યાસી તાલુકામાં મોટાં ગામો કયા આવ્યાં છે ?

જ—કતારગામ, બાઠા, કુંભારીઆ, ઉમરા, દેલાડવું, તલંગપોર, ડુમ્મસ, ભીમપોર, ને સચીન.

સ—ડુમ્મસ, ભીમપોર, ને સચીન એ ગામો કોના તાબામાં છે?

જ—સચીનના નવાબ સાહેબના તાબામાં.

સ—ચોર્યાસી તાલુકાના કયા કયા ગામોમાં જાત્રા ભરાય છે ?

જ—ફુલપાડા ને ઉમરા. ફુલપાડામાં માદેવનું એક મોટું દેરૂં છે ત્યાં વરસો વરસ કારતકી અને ચઈત્રી પુનમે જાત્રા ભરાય છે, ને ઉમરા ગામમાં પણ માદેવનું એક દેરૂં છે ત્યાં વરસો વરસ પોસ વદ અગિઆરસે રામનાથ ઘેલાની જાત્રા ભરાય છે.

સ—ત્યારે એ તાલુકાના કયા કયા ગામોમાં વરસો વરસ મેળા ભરાય છે ?

જ—કતારગામ, ભીમપોર, ને ઉધના. કતારગામ તથા ભીમપોરમાં હર વરસ આખો શ્રાવણ માસ દર સનીવાર તથા

સોમવારે મેળો ભરાય છે, ને ઉંઘના ગામમાં આખો મા-
ગસર માસ દર સોમવારે મેળો ભરાય છે.

સ—ચોર્યાસી તાલુકામાં મીઠ બંદર કયા ગામમાં છે, ને તેમાં
કોણ રેહે છે?

જ—મીઠ બંદર જીઆવ બુડીઆમાં છે, તેમાં એક સર કારકુન
રેહે છે.

સ—ચોર્યાસી તાલુકામાં સારી હવાવાળાં કયાં કયાં ગામો છે?

જ—કુમ્મસ તથા બામપોર, એ ગામોની હવા તથા પાણી ઘ-
ણાં સારાં છે.

સ—એ તાલુકામાં રેલવેનાં સ્ટેશનો કયાં કયાં આવ્યાં છે?

જ—સુરત, સચીન, ને ત્રીજું મરોલીનું સ્ટેશન દક્ષિણ તરફ.

સ—સુરતનું સ્ટેશન કેવી રીતનું બાંધેલું છે?

જ—સુરતનું સ્ટેશન ઘણુંજ ભપકાદાર બાંધ્યું છે, એવું કે આ
ખા વડોદરા રેલવેમાં એના જેવું બાંધેલું કોઈ સ્ટેશન નથી.

સ—ચોર્યાસી તાલુકાની મુખ્ય ઉપજ શું થાય છે?

જ—કપાસ ને જુવાર.

---

## માંડવી તાલુકો. (૩).

સ—માંડવી તાલુકાની આસપાસ શું આવ્યું છે?

જ—ઉત્તરે તથા પશ્ચિમે ગાયકવાડનો મૂલક; દક્ષિણે બારડોલી
તાલુકો, ને પૂર્વે રાજ પીપળાનું સંસ્થાન.

સ—માંડવી તાલુકામાં ચારસો વરસ પેહેલાં કયા રાજા રાજ્ય
કરતા હતા, અને ત્યાર પછી એમાં કોનું રાજ્ય હતું?

જ—ચારસો વરસ પેહેલાં એમાં ભીલ રાજા રાજ્ય કરતા હતા,
ત્યાર પછી ઉદેપુરના રાણાના વંશમાંનું કોઈનું રાજ્ય હતું.

સ—ત્યારે એ તાલુકાનો વહિવટ અંગ્રેજ સરકારને હાથ ક્યારે
આવ્યો?

જ—સંવત ૧૮૯૮માં એ તાલુકા ઉપર અંગ્રેજ સરકારની તી બેઠી, ત્યાર પછી કેટલેક વરસે અંગ્રેજ સરકારે એ તાલુકો ખાલસા કરી લીધો તેવારે તેનો તમામ વહિવટ અંગ્રેજ સરકારને હાથ આવ્યો.

સ—માંડવી તાલુકાના કેટલા ભાગ કીધા છે, ને તે દર એકને શું કેહે છે?

જ—એ તાલુકાના ૭ ભાગ કીધા છે તેને ટપ્પા અથવા ભાગ કેહે છે.

સ—એ સાતે ભાગનાં નામ દેઓ!

જ—માંડવી, બહુધાન, પાતળ, દેવગઢ, દધવાડા, હવેલી, ને બારગામ.

સ—એ તાલુકામાં ડુંગરો કયાં કયાં આવ્યા છે?

જ—એમાં ડુંગરો ઘણું ખરા દેવગઢ ટપ્પામાં છે, ને થોડાક પાતળ ટપ્પામાં છે.

સ—એ તાલુકામાં નદીઓ કઈ કઈ આવી છે?

જ—દક્ષિણે તાપી નદી, ને બીજી વ્હેહ નદી.

સ—વ્હેહ નદી કયાંથી નીકળીને કોને મળે છે?

જ—એ નદી રાજ પીપળાના પર્વતમાંથી નીકળીને તાપીને મળે છે.

સ—માંડવી તાલુકામાં મોટા કસબા તથા ગામો ક્યાં આવ્યાં છે?

જ—મોટા કસબા માંડવી ને તડકેશ્વર, તે શિવાય બહુધાન ને ધંટોલી એ બે મોટાં ગામ છે.

સ—માંડવી કસબામાં કેટલા માણસની વસ્તી છે, ને તેમાં જાણવા લાયક શું છે?

જ—માંડવીમાં આસરે ૪૩૦૦ માણસની વસ્તી છે, ને એક મામલતદાર તથા એક ફોજદાર રેહે છે, તથા એક મોટી તાલુકા સ્કુલ, પોષ્ટ હાફીસ, પુસ્તકશાળા, તથા ગામ સુધરાઈ ખાતું છે. માંડવીમાં દર બુધવારે હાટ ભરાય છે.

સ—એ તાલુકાનું બહુધાન ગામ શાને વાસ્તે નામીચું છે?

જ—અહુધાનમાં એક માદેવનું દેરૂં છે તથા એને સામે પાર ગળતેશ્વર માદેવનું દેરૂં છે, ત્યાં બાર બાર વર્ષે ગોદાવરીની જાત્રાએ મોટી જાત્રા ભરાય છે ત્યારે ત્યાં હજારો લોકોનો જમાવ થાયછે.

સ—માંડવી તાલુકાનું પાણી કેવું છે, ને તેમાં કયા કયા લોકોની ઘણી ખરી વસ્તી છે?

જ—સુરત જીલ્લાના સઘળા તાલુકા કરતાં એ તાલુકાનું પાણી ઘણુંજ ખરાબ છે–એમાં ભીલ, ચોધરા, નડદા વગેરેની ઘણીખરી વસ્તી છે.

સ—માંડવી તાલુકામાં ખાવા લાયક સ્વાદની વસ્તુ શું થાયછે?

જ—એ તાલુકામાં મધ ઘણું સારૂં થાયછે, અહીંના જેવું મધ સુરત જીલ્લામાં કયે થતું નથી.

સ—એ તાલુકામાં કયા ઘાતકી જનાવરની વસ્તી હોય છે?

જ—એમાં વાઘની વસ્તી ઘણી વખત માલમ પડેછે, તેથી તે દીઠાં માં આવ્યો કે તરત તેને મારવાનો ઉપાય કરવામાંઆવે છે.

સ—માંડવી તાલુકામાં મુખ્ય પાક શાનો થાય છે?

જ—જુવાર, ડાંગર, કોદરા, દીવેલી, ને સાગનાં લાકડાંનો.

સ—માંડવીના દક્ષિણે કયો તાલુકો આવ્યો છે?

જ—બારડોલી તાલુકો.

---

## બારડોલી તાલુકો. (૪).

સ—બારડોલી તાલુકાની ચારો દિશાએ શું શું આવ્યું છે?

જ—ઉત્તરે તાપી નદી ને માંડવી તાલુકો, બાકીની ત્રણે દિશાએ બધે ફરતો ગાયકવાડ સરકારનો મૂલક છે.

સ—બારડોલી તાલુકામાં નદીઓ કઈ કઇ આવી છે?

જ—ઉત્તરે તાપી નદી, વચમાં મીંઢોળા નદી, ને દક્ષિણ તરફ

પુર્ણા નદી છે.

સ—બારડોલી તાલુકામાં મોટા કસબા કયા આવ્યા છે?

જ—સૌથી મોટો કસબો બારડોલી, તે શિવાય કડોદ, વાલોડ, ને સરભોણ બાજ કસબા છે.

સ—બારડોલી કસબામાં કેટલાં માણસની વસ્તી છે, ને એમાં કોણ કોણ રેહેછે?

જ—એમાં આસરે ૪૨૦૦ માણસની વસ્તી છે, ને એક મામલત દાર તથા એક ફોજદાર રેહેછે?

સ—બારડોલીમાં બીજું શું શું છે?

જ—એક મોટી તાલુકા સ્કુલ, પોસ્ટ હાફીસ, ને દવાખાનું છે; ને કેદારનાથ માદેવનું નદી કીનારે એક મોટું દેરૂં છે.

સ—બારડોલી કસબો કઈ નદી ઉપર છે?

જ—એ કસબો ગાયકવાડી બળેશ્વર પ્રગણાની હદમાં મીંઢોળા નદી ઉપર આવેલો છે.

સ—કડોદ, વાલોડ, ને સરભોણ એમાં જાણવા લાયક શું છે?

જ—એમાં અકેકો નિશાળ, તથા નાની પોસ્ટ હાફીસ છે; ને કડોદ ને વાલોડમાં દર અઠવાડીએ હાટ ભરાય છે.

સ—વાલોડમાં બીજું કોણ રેહેછે?

જ—એમાં એક માહાલકરી ને ફોજદાર રેહેછે.

સ—બારડોલીમાં જ્યારે મામલતદાર રેહેછે, ત્યારે વાલોડમાં જૂદો માહાલકરી રાખવાનું કારણ શું?

જ—બારડોલી તાલુકો ઘણો મોટો છે તેથી ઘણા દૂરના લોકોને કામ કાજ સારૂ બારડોલી આવતાં ઘણી મુશીબત પડે, તેથી વાલોડ ને બારડોલીનો પેટા માહાલ ગણી તેમાં એક જૂદો માહાલકરી નીમ્યો છે.

સ—વાલોડનાં પાણી કેવાં છે ?
જ—માંડવીનાં જેવાં ખરાબ.
સ—બારડોલી તાલુકાનાં મોટાં ગામનાં નામ દ્યો?
જ—મોતા, વરાડ, બુહારી, દેગામ, વાંકાનેર, ને કસવાવ.
સ—એ બધા ગામોમાં જાણવા લાયક શું છે ?
જ—એમાં એકેકો નિશાળ છે, ને વળી મોતામાં એક તળાવ પણ છે.
સ—ત્યારે વાંકાનેર ને કડોદ કસબો શાને વાસ્તે પ્રખ્યાત છે?
જ—વાંકાનેરમાં સારૂં ભાત થાયછે, ને કડોદ કસબામાં સાગના લાકડાનું પીઠું છે તેથી તે પ્રખ્યાત છે.
સ—બારડોલી તાલુકાની મુખ્ય ઉપજ શું થાય છે ?
જ—જુવાર, ઘઊં, કોદરા, કપાસ, શેરડી, ને ડાંગર.

---

## જલાલપોર તાલુકો. (૫).

સ—જલાલપોર તાલુકાની ચારે દિશાની મર્યાદા કહી જાઓ ?
જ—ઉત્તરે તથા પૂર્વે ગાયકવાડનું રાજ્ય; પશ્ચિમે ખંબાતનો દરિઓ; ને દક્ષિણે અંબીકા નદી, તથા ગાયકવાડી ગણદેવી પ્રગણું છે.
સ—જલાલપોર તાલુકામાં નદીઓ કઈ કઈ આવી છે ?
જ—ઉત્તરે પૂર્ણા નદી, ને દક્ષિણે અંબીકા નદી છે.
સ—એ બે નદીઓ શિવાય બીજી એમાં ખાડીઓ કઈ કઈ છે?
જ—કનાઈ, ખુટારા, કરકવા, બનેવ નામની નાની નાની ખાડીઓ છે.
સ—એ તાલુકામાં મોટો કસબો કયો આવ્યો છે, ને તેમાં કેટલાં માણસની વસ્તી છે ?
જ—મોટો કસબો જલાલપોર, તેમાં ૨૧૦૦ માણસના વસ્તી છે.

સ—જલાલપોર કસબો કઈ નદી ઉપર છે, ને તેમાં જાણવા લાયક શું શું છે ?

જ—એ કસબો પૂર્ણા નદી ઉપર છે, તેમાં મામલતદારનું થાણું, એક મોટી નિશાળ, તથા પોષ્ટ હાફીસ છે.

સ—જલાલપોર કસબાનો પૂર્વે મોટો ગાયકવાડી કસબો કયો આવ્યો છે ?

જ—પૂર્ણા નદી ઉપર નવસારી કસબો.

સ—નવસારી કસબામાં જાણવા લાયક શું શું છે ?

જ—એમાં અંગ્રેજી તથા ગુજરાતી નિશાળો, મદ્રેશા, દવાખાનું, પોષ્ટ હાફીસ, તથા એક ફુવારા તળાવ છે.

સ—નવસારીમાં ગાયકવાડ સરકાર તરફથી કોણ રેહેછે!

જ—એમાં એક ફોજદાર, સરસૂબો, અને દીવાની કામના ફેંસલા કરવા સારૂ એક જડજ રેહેછે.

સ—જલાલપોર તાલુકામાં મોટાં ગામો ક્યાં આવ્યાં છે ?

જ—કાળીઆવાડી, મટવાડ, આબામા, અમલસાડ, આટ, બારેસાડ, કછોલી, અસ્ટગામ, સીસોદ્રા, ને પનાર.

સ—કાળીઆવાડી એ કેવું ગામ છે, ને તે કેણી તરફ છે ?

જ—કાળીઆવાડી એ મોટો કસબો છે, તે નવસારીની પાસેજ છે.

સ—કાળીઆવાડીમાં જાણવા લાયક શું છે ?

જ—એમાં એક નિશાળ છે, ને એક મોટું દવાખાનું છે.

સ—ત્યારે પનાર ગામમાં જાણવા જોગ શું છે?

જ—પનાર ગામમાં મોઠ બંદર છે, ને તેમાં કસ્ટમ ખાતાનો દારોગો રેહેછે.

સ—જલાલપોર તાલુકામાં ગોળ, કેરી, ચાંપા, કેળાંનો ઘણો પાક

ક્યા ગામોમાં થાયછે ?

જ—એ તાલુકાની દક્ષિણ તરફ કછોલી, ધમરાચા, ને સોનવાડી ગામો છે; તેમાં કછોલીમાં સારો તળગદો ગોળ, ધમરાચામાં કેરી, ને સોનવાડીમાં ચાંપા તથા કેળાં પુષ્કળ થાયછે.

સ—એ તાલુકામાં રેલવેનાં સ્ટેશનો ક્યાં ક્યાં આવ્યાં છે ?

જ—નવાસારી, અમલસાડ, ને ત્રીજું દક્ષિણે બીલીમોરાનું.

સ—જલાલપોર તાલુકાની મુખ્ય પેદાશ શું થાય છે ?

જ—જુવાર, ડાંગર, કપાસ, તલ, ને શેરડી.

---

## ચીખલી તાલુકો. (૬).

સ—ચીખલી તાલુકાની ચારો દિશાએ શું શું આવ્યું છે?

જ—ઉત્તરે જલાલપોર તાલુકો, તથા ગાયકવાડનું રાજ્ય; પશ્ચિમે ગાયકવાડી ગણદેવી પ્રગણું; દક્ષિણે ધરમપોરના રાજાનું રાજ્ય; અને પૂર્વે વાંસદાના રાજાનું રાજ્ય.

સ—ચીખલી તાલુકામાં નદીઓ કઈ કઈ આવી છે ?

જ—અંબીકા નદી ઉત્તરે છે, ને બીજી દક્ષિણ તરફ કાવેરો ને ખરેરા નદી છે.

સ—ચીખલી તાલુકામાં મુખ્ય કસબો કયો, ને તેમાં કેટલાં માણસની વસ્તી છે ?

જ—મુખ્ય કસબો ચીખલી, તેમાં ૩૨૦૦ માણસની વસ્તી છે.

સ—ચીખલી કસબામાં જાણવા લાયક શું શું છે ?

જ—એમાં એક મામલતદારનું થાણું તથા એક ફોજદાર રેહેછે. ને એક પુસ્તકશાળા, તાલુકા સ્કુલ, દવાખાનું, મોટું તળાવ, ને પોષ્ટ હાફીસ છે.

સ—ત્યારે ચીખલી તાલુકાનો લેણદેણનો ઇનસાફ ક્યાં થાય છે?

જ—વલસાડ કસબાની કોરટમાં.

સ—ચીખલી તાલુકાની પૂર્વ તરફ ગાયકવાડી રાજ્યમાં એક જાત્રાનું ધામ કયું આવ્યું છે ?

જ—દેવકી ઉનાઈ.

સ—દેવકી ઉનાઈમાં જાણવા લાયક શું છે, ને તેમાં જાત્રા ક્યારે ભરાય છે ?

જ—એમાં ઉનાં પાણીનો કુંડ છે તેથી હર વરસ ચઇત્રી પુનેમે ત્યાં જાત્રા ભરાય છે, તે દિવસે તે કુંડમાંનું પાણી નાહાવા જેવું જરા ઠંડું પડે છે.

સ—ચીખલી તાલુકાની પશ્ચિમ તરફ કયા ગાયકવાડી કસબા આવ્યા છે ?

જ—ગણદેવી ને બીલીમોરા.

સ—ગણદેવી ને બીલીમોરામાં જાણવા લાયક શું શું છે ?

જ—એ બંનેમાં ગુજરાતી નિશાળ, દવાખાનું, ને પોષ્ટ હાફીસ છે, ગણદેવીમાં ગાયકવાડ સરકાર તરફથી એક સુબો રેહે છે, ને બીલીમોરામાં હાલ એક તળાવ બંધાય છે.

સ—ચીખલી તાલુકામાં રેલવે કયા કયા ગામો આગળ આવ્યો છે?

જ—એ તાલુકામાં રેલવેનો રસ્તો આવ્યોજ નથી.

સ—ચીખલી તાલુકાનાં મોટાં ગામનાં નામ દેઓ ?

જ—દેગામ, એરગામ, આલીપુર, ને ગણદેવા.

સ—ચીખલી તાલુકાનાં પાણી કેવાં છે ?

જ—વાલોડના કરતાં એ તાલુકાનાં પાણી કંઇક સારાં છે.

સ—ચીખલી તાલુકામાં મુખ્ય પેદાશ શું થાય છે ?

જ—ડાંગર, કોદરા, ને દીવેલી વગેરે.
સ—ચીખલી તાલુકાની પશ્ચિમ તરફ જઈએ તો કયો અંગ્રેજી તાલુકો આવે છે?
જ—વલસાડ તાલુકો.

---

## વલસાડ તાલુકો. (૭).

સ—વલસાડ તાલુકાની ચતુરસીમા કહી જાઓ?
જ—ઉત્તરે અંબીકા નદી, તથા ગાયકવાડી ગણદેવી પ્રગાણું; પશ્ચિમે ખંભાતના અખાતનો દરિઓ; દક્ષિણે પાર નદી; ને પૂર્વે ચીખલી તાલુકો, તથા ધરમપોરનું રાજ્ય.
સ—વલસાડ તાલુકામાં નદીઓ કઈ કઈ આવી છે?
જ—ઉત્તરે અંબીકા નદી, વચમાં ઔરંગા નદી, ને દક્ષિણે પાર નદી છે.
સ—ત્યારે એ તાલુકાની ઈશાન તરફ કઈ કઈ નદીઓ આવી છે?
જ—ઈશાન તરફ કાવેરી ને ખરેરા એ બે નાની નદીઓ છે.
સ—ઉપલી નદીઓ શિવાય એ તાલુકામાં ખાડીઓ કઈ કઈ આવી છે?
જ—ખામ, કોલઈ, ને વાંકી વગેરે ખાડીઓ.
સ—અંબીકા નદીનું બીજું નામ શું કેહે છે?
જ—અંબીકા નદીને ગણદેવીવાળી ખાડી પણ કેહે છે.
સ—એ ગણદેવીવાળી ખાડી આગળની ભોંય કેવી છે?
જ—એ ખાડી આગળની ભોંય તમામ સફેત ખડીનીજ છે, એટલે એ જગ્યાએ ખોદીએ તો મટોડાને બદલે સફેત ખડી નીકળે છે.

સ—વલસાડ તાલુકામાં મુખ્ય કસબો કયો છે, ને તેમાં કેટલાં માણસની વસ્તી છે ?

જ—મુખ્ય કસબો વલસાડ, તેમાં ૧૧૩૦૦ માણસની વસ્તી છે.

સ—ત્યારે પારનેરા ગામ કયાંછે, ને તેમાં જાણવા લાયક શું છે ?

જ—પારનેરા એ વલસાડની દક્ષિણે છે, એમાં એક મોટો ડુંગરી કિલ્લો છે તે ગાયકવાડ સરકારનો બાંધેલો છે એમ કેહેછે. પારનેરામાં ઝાઝી કંઈજ વસ્તી નથી.

સ—વલસાડ એ કેવો કસબો છે, ને અહીંથી વેપાર શી રીતનો ચાલે છે ?

જ—વલસાડ એ એક મોટું બંદર છે. ને અહીંથી અનાજ, ગોળ. સાગનાં લાકડાં બાહાર દેશાવર ખાતે જાયછે. વળી એ તાલુકાના ખારવા મુંબઈ, સુરત વગેરે બંદરે સફર કરવા પણ જાય છે.

સ—વલસાડ કસબામાં કયા કયા અધિકારીઓ રેહેછે ?

જ—એમાં એક મામલતદાર, મુનસફ, ને ફોજદાર રેહેછે ; તેમજ ફોરેસ્ટ એટલે જંગલ ખાતાના અધિકારીની કચેરી પણ એજ કસબામાં છે.

સ—વલસાડનો મુનસફ કયા કયા તાલુકાના ઇનસાફ ચૂકવે છે ?

જ—જલાલપોર, ચીખલી, વલસાડ, ને પારડી તાલુકાના.

સ—વલસાડ કસબામાં બીજું જાણવા લાયક શું શું છે?

જ—એમાં એક અંગ્રેજી નિશાળ, ગુજરાતી નિશાળો, દવાખાનું, ગામ સુધરાઈ ખાતું, પુસ્તકશાળા, કચેરી, પોષ્ટ હાફીસ, ને એક બાંધેલું મોટું તળાવ પણ છે.

સ—વલસાડ તાલુકાનાં મોટાં ગામનાં નામ દેઓ ?

જ—ભદેલી, માલવેણ, ઊંડાચ, બાચરી, કોસંબા, હરીઆ, ને છરવાડ વગેરે.

સ—છરવાડમાં શું પાકે છે ને તેમાં કોણ રહે છે ?

જ—એમાં મીઠું પાકે છે, ને એક સર કારકુન રહે છે.

સ—વલસાડ તાલુકામાં રેલવેનાં સ્ટેશનો ક્યાં ક્યાં છે ?

જ—ડુંગરી ને વલસાડ એવાં બે.

સ—વલસાડમાં ખાવાની ચીજ સારી શું મળે છે ?

જ—એ તાલુકામાં ગોળ સારો થાયછે. તેમજ બાહારનાં ગામ ધરમપોર વગેરે તરફથી આવેલું રાની મધ પણ વલસાડ માં સારૂં મળેછે.

સ—એ તાલુકાનાં પાણી તથા હવા કેવી છે ?

જ—સુરત જીલાના બધા તાલુકા કરતાં એ તાલુકાની હવા તથા પાણી ઘણાંજ સારાં છે.

સ—એ તાલુકામાં ક્યા ગામની હવા સૌથી સરસ હોયછે ?

જ—વલસાડ કસબાથી ગાઉ દોડ ગાઉને છેટે દરિઆ કીનારે તીથલ કરીને ગામ છે, ત્યાંની હવા બહુજ સરસ છે. ઉનાળામાં સાહેબ લોકોનો મુકામ પણ ઘણી વાર ત્યાંજ પડેછે.

સ—વલસાડ તાલુકામાં ક્યા લોકોની વસ્તી ઘણી છે ?

જ—એમાં સૌ કરતાં માછી લોકોની વસ્તી વધારે છે.

સ—વલસાડ તાલુકાની મુખ્ય ઉપજ શું થાય છે ?

જ—ડાંગર, કોદરા, નાગલી, દીવલી, શેરડી, ચણા વગેરે.

સ—વલસાડ તાલુકાની દક્ષિણે ક્યો તાલુકો આવ્યો છે ?

જ—પારડી તાલુકો.

## પારડી તાલુકો. (૮).

સ—પારડી તાલુકો બધા કરતાં કઈ દિશાએ આવેલો છે ?
જ—એ તાલુકો સુરત જીલ્લાના બધા તાલુકા કરતાં છેક દક્ષિણે આવ્યો છે.
સ—પારડી તાલુકાની ચારે દિશાની હદ કોહો ?
જ—ઉત્તરે પાર નદી; પશ્ચિમે ખંભાતનું અખાત; દક્ષિણે દમણ ગંગા નદી; ને પૂર્વે ધરમપોરના રાજાનો મૂલક.
સ—એ તાલુકામાં નદીઓ કઈ કઈ આવી છે?
જ—ઉત્તરે પાર નદી, વચમાં કોલક નદી, ને દક્ષિણે દમણ ગંગા નદી છે.
સ—એ નદીઓ શિવાય બાજી એમાં ખાડીઓ કઈ કઈ છે ?
જ—એમાં પરીઆની ને કોથલ ખાડી જાણવા લાયક છે.
સ—પારડી તાલુકામાં મુખ્ય કસબા કયા આવ્યા છે ?
જ—મુખ્ય કસબો પારડી, ને બીજો નાનો કસબો બગવાડા છે.
સ—પારડી કસબામાં કેટલાં માણસની વસ્તી છે, ને એ કસબો આગળ કોને તાબે હતો ?
જ—એમાં આસરે ૫૦૦૦ માણસની વસ્તી છે, એ પારડી કસબો આગળ માંડવીના રાજાને તાબે હતો.
સ—પારડી ને બગવાડા એ બંનો કસબા કઈ નદી ઉપર છે?
જ—પારડી કસબો પાર નદી આગળ, ને બગવાડા કોલક નદી ઉપર છે.
સ—પારડી કસબામાં કોણ કોણ રેહેછે, ને તેમાં બીજું જાણવા લાયક શું શું છે ?
જ—એમાં એક મામલતદાર રેહેછે, તથા ફોજદારની કચેરી, તા-

છુકા સ્કુલ, દવાખાનું, પોષ્ટ હાફીસ ને એક તળાવછે.
સ—ત્યારે બગવાડામાં જાણવા લાયક શું છે ?
જ—એમાં એક ડુંગરી કિલ્લો હતો તે તોડાવી નાંખ્યો છે, ને હાલ ફક્ત એક નિશાળ તથા પોષ્ટ હાફીસની પેટી છે.
સ—બગવાડામાં કેટલાં માણસની વસ્તી છે ?
જ—આસરે એક હજાર માણસની.
સ—પારડી તાલુકામાં મોટાં ગામો કયાં આવ્યાં છે ?
જ—ઉમરસાડી, કોલક, ઉદવાડા, ને કુંતા.
સ—ઉમરસાડી ને કોલક એ ગામો શાથી નામીચાં છે ?
જ—એ બે નાનાં સરખાં બંદરો છે તેથી.
સ—ઉદવાડા શાથી પ્રખ્યાત છે, ને તેમાં જાણવા લાયક શું છે?
જ—એમાં પારસી લોકોનું એક જુનું આતસનું દેવલ છે, તેથી ત્યાંહિંઆ ઘણી વખત દૂરના પારસી લોકો જાત્રા સારૂ આવેછે. વળી એમાં હાલ એક દવાખાનું નીકળ્યું છે તથા પોષ્ટ હાફીસની પેટી પણ છે.
સ—ત્યારે કુંતા ગામમાં કોણ રેહેછે, ને ત્યાંહિંઆ કઈ જાત્રા ભરાય છે ?
જ—કુંતા ગામમાં ફરજા ખાતાના ઇન્સ્પેકટર રેહેછે ને એમાં કુંતેશ્વર માહાદેવ છે તેની હર વરસ જાત્રા ભરાય છે, તે મેળો ત્રણ માણસ સુધી રેહેછે તેથી વેપારીઓના માલની ખપત ઘણીજ થાયછે.
સ—પારડી તાલુકામાં રેલવેનાં સ્ટેશનો ક્યાં ક્યાં આવ્યાં છે ?
જ—પારડી, ઉદવાડા, ને વાપી.
સ—વાપીનું સ્ટેશન કયું, ને તે કેણી તરફ છે?

જ—વાપી તે દમ્મણ જવાનું સ્ટેશન, પારડી તાલુકાની દક્ષિણે છે.

સ—વાપીના સ્ટેશનથી પશ્ચિમ તરફ દરિઆ કીનારે જતાં કોનું રાજ્ય આવે છે?

જ—દમ્મણનું રાજ્ય.

સ—દમ્મણમાં કોનું રાજ્ય છે ને તેમાં કોણ રેહેછે?

જ—દમ્મણમાં ફિરંગી લોકોનું રાજ્ય છે, તેમના તરફથી તેમાં એક ગવરનર રેહેછે.

સ—દમ્મણ કેટલાં છે, ને તે કઈ નદી ઉપર છે?

જ—દમ્મણ બે છે નાનું દમ્મણ, ને મોટું દમ્મણ—નાનું દમ્મણ દમ્મણ ગંગા નદીની ઉત્તરે, ને મોટું દમ્મણ દમ્મણ ગંગા નદીની દક્ષિણે છે.

સ—એ બેઉ દમ્મણમાં જાણવા લાયક શું છે?

જ—નાના દમ્મણમાં એક ગુજરાતી નિશાળ તથા પોષ્ટ હાફીસછે ને તેમાં વેપાર સારો ચાલેછે, ને મોટા દમ્મણમાં ગવરનર રેહેછે, તથા તેમાં એક જુનો કોટ ( કિલ્લો ) બાંધેલો છે તે જોવા લાયક છે.

સ—અંગ્રેજી રાજ્યનો કોઈ માણસ કંઈ ગુન્હો કરીને દમ્મણમાં જઈ ભરાઈ બેસે તો અંગ્રેજ સરકારથી તેને પકડી શકાય કે નહી?

જ—કંઈ કાયદા વિરૂદ્ધ જે માણસે ગુન્હો કર્યો હોય ને દમ્મણમાં ભરાઈ બેઠો હોય તો અંગ્રેજ સરકાર તેને પકડી શકે છે, પણ પૈસા બાબતનું તેના ઉપર કોઈનું હુકમનામું થયલું અથવા થવાનું હોય તો તેવા કામ સારૂ ત્યાંથી તેને પકડવાનો રીવાજ નથી.

સ—દમ્મણમાં ખાવાના સ્વાદની ચીજો શું થાય છે?

જ—એમાં સફેત સારૂં મીઠું પાકે છે, તથા મોટાં બોર જેવાં

કાળાં ગોળ મીઠાં ખરસવાં થાય છે.

સ—પારડી તાલુકામાં ધરમપોરના રાજાનું ગામ કયું આવ્યું છે?

જ—બગવાડાની પૂર્વ તરફ એક બરી કરીને ગામ છે તે.

સ—પારડી તાલુકાનાં પાણી કેવાં છે?

જ—એ તાલુકાનાં પાણી માંડવીનાં જેવાં ખરાબ છે; કેહેછે કે કોઇને પારડીનાં પાણી લાગે તો તે જીવે નહીં.

સ—એ તાલુકાની મુખ્ય ઉપજ શું થાય છે?

જ—ડાંગર, કોદરા, દાવેલી, શેરડી, ને નાગલી વગેરે.

સ—પારડી તાલુકાની દક્ષિણે જઇએ તો કયો જીલ્લો આવે?

જ—કોકણ પ્રાંતનો થાણા જીલ્લો.

## સુરત એજન્સિ.

સ—એજન્સિ એટલે શું?

જ—નાનાં નાનાં સંસ્થાનો જેઓ અંગ્રેજી રાજ્યને તાબે રહી તેને અથવા ગાયકવાડને ખંડણી આપેછે તેવાં કેટલાંક સંસ્થાનનો એકઠો થયલો મૂલક તે.

સ—સુરત એજન્સિમાં કયાં કયાં સંસ્થાનો આવ્યાં છે?

જ—સચીન, વાંસદા, ને ધરમપોર એવાં ત્રણ સંસ્થાનો.

સ—સચીનનું સંસ્થાન સુરત જીલ્લામાં કયે ઠેકાણે છે?

જ—એ સંસ્થાન ચોર્યાસી તાલુકાની હદમાં છે.

સ—સચીન સંસ્થાનમાં કેટલાં ગામ છે ને તે બધાં કોને તાબે છે?

જ—એમાં ૧૭ ગામ છે, તે સચીનના નવાબ સાહેબને તાબે છે

સ—એ ૧૭ ગામોનાં નામ દ્યો?

જ—મુખ્ય ગામ સચીન, તથા ઉધનું, જીઆવ, ઉન, ભાટીઆ, વગટાણું, પ્રનું, ભેણુદ, ધોડાદરૂં, લાચપોર, કનસાડ,

ગવીયર, ડુમ્મસ, ભીમપોર, વેડછા, કોથા, ને વાસણ બીજાં ગામો છે.

સ—એ બધાં ગામો કયા તાલુકામાં આવ્યા છે?

જ—એ બધાં ગામો ચોર્યાસી તાલુકામાં છે–પણ વેડછા, કોથા, ને વાસણ એ ત્રણ ગામ જલાલપોર તાલુકામાં છે.

સ—હાલ એ ૧૭ ગામનો વહિવટ કોણ કરેછે?

જ—સચીનના નવાબ ગુજરી જવાથી અને તેમના સાહેબજાદા લાયક ઉમ્મરના ન હોવાથી હાલ એ રાજ્ય પર અંગ્રેજ સરકારની જપતી બેઠી છે, ને તમામ વહિવટ અંગ્રેજ સરકારના હાથમાં છે.

સ—સચીન સંસ્થાનનું મુખ્ય ગામ કયું, ને તેમાં જાણવા લાયક શું શું છે?

જ—મુખ્ય ગામ સચીન તેમાં એ રાજ્યના ફોજદાર, તેહેસીલદાર તથા આસિસ્ટંટ એજંટની કચેરી છે, તથા એક ગુજરાતી નિશાળ, તથા પોષ્ટ હાફીસની પેટી છે.

સ—ત્યારે સચીનના નવાબ સાહેબની ગાદી કયાં છે?

જ—આગલા નવાબ સાહેબ તો લાચપોરમાં રેહેતા હતા ને ત્યાં તેમની ગાદી હતી, પણ હાલ તેમના સાહેબજાદાની ગાદી તો સચીનમાંજ છે.

સ—વાંસદા સંસ્થાન કયાં છે ને તે કોને તાબે છે?

જ—એ સંસ્થાન ચીખલી તાલુકાની પૂર્વ હદમાં છે, તે વાંસદાના રાજાને તાબે છે.

સ—વાંસદા સંસ્થાનનું મુખ્ય ગામ કયું, ને તેમાં કેટલી વસ્તી છે?

જ—મુખ્ય ગામ વાંસદા, તેમાં ૭૦૦ માણસની વસ્તી છે.

સ—વાંસદામાં કોણ રેહેછે, ને તેમાં જાણવા લાયક શું છે?

જ—એમાં વાંસદાના રાજાને ખરચે અંગ્રેજ સરકાર તરફથી એક સુપ્રીનટેનડેન્ટ રેહેછે, ને તેજ ખરચે એક નિશાળ તથા પોષ્ટની પેટી છે.

સ—ધરમપોરનું સંસ્થાન ક્યાં છે ને તે કોને તાબે છે?

જ—એ સંસ્થાન વલસાડ તથા પારડી તાલુકાની પૂર્વે છે, ને તે ધરમપોરના રાજાને તાબે છે.

સ—ધરમપોર સંસ્થાનનું મુખ્ય ગામ કયું, ને તેમાં કેટલી વસ્તી છે?

જ—મુખ્ય ગામ ધરમપોર, તેમાં ૧૫૦૦ માણુસની વસ્તી છે.

સ—ધરમપોરમાં કોણ રેહેછે, ને તેમાં શું શું છે?

જ—ધરમપોરમાં રાજા રેહેછે, ને તેમાં એક નિશાળ, તથા પોષ્ટની પેટી છે.

સ—સચીન, વાંસદા, ને ધરમપોર એ ત્રણ સંસ્થાનમાં કેટલી વસ્તી છે?

જ—સચીન સંસ્થાનની ૧૯૨૦૦, વાંસદા સંસ્થાનની ૩૨.૩૦૦, ને ધરમપોર સંસ્થાનની વસ્તી ૯૮૧૦૦ ગણવામાં આવી છે.

સ—એ ત્રણે સંસ્થાનોની દેખરેખ તથા તપાસ હાલ અંગ્રેજ સરકાર તરફથી કોણ રાખે છે?

જ—સુરતના કલેકટર, તથા તેમના પેહેલા આસિસ્ટંટ કલેકટર.

સ—સુરતના કલેકટરને તથા પેહેલા આસિસ્ટંટ કલેકટરને એ સંસ્થાનોના કેવી રીતના ઉપરી મુકરર કીધા છે?

જ—સુરતના કલેકટરને એ સંસ્થાનોના એજંટ, અને આસિસ્ટંટ કલેકટરને આસિસ્ટંટ એજંટ.

## સુરત જીલ્લાનું ક્ષેત્રફળ, વસ્તી વગેરે.

| તાલુકા. | ક્ષેત્રફળ ચોરસ માઈલ. | ગામ. | તાલુકાની વસ્તી. | એક ચોરસ માઈલ જગ્યા એ વસ્તી. |
|---|---|---|---|---|
| ઓરપાડ. | ૩૫૫ | ૧૨૦ | ૬૬,૨૫૬ | ૧૮૭ |
| ચોર્યાસી. | ૬૭ | ૬૪ | ૪૮,૪૩૫ | ૭૨૩ |
| માંડવી. | ૧૭૨ | ૧૩૮ | ૪૮,૩૬૭ | ૨૮૧ |
| બારડોલી. | ૨૬૧ | ૧૨૪ | ૭૭,૫૦૦ | ૨૯૭ |
| જલાલપોર. | ૧૮૪ | ૯૧ | ૭૦,૧૧૨ | ૩૮૧ |
| ચીખલી. | ૧૬૭ | ૬૩ | ૫૯,૩૧૨ | ૩૫૫ |
| વલસાડ. | ૨૧૭ | ૯૬ | ૭૮,૨૦૬ | ૩૬૦ |
| પારડી. | ૧૬૨ | ૮૧ | ૫૧,૭૪૯ | ૩૧૯ |
| સુરત શેહેર. | ૩ | —— | ૧,૦૭,૧૪૯ | ૩૫૭૧૬ |
| | ૧૫૮૮ | ૭૭૭ | ૬,૦૭,૦૮૭ | |

સુરત જીલ્લાનું ક્ષેત્રફળ ૧૫૮૮ ચોરસ માઈલ, ને વસ્તી ૬,૦૭,૦૮૭ માણસની છે.

એ જીલ્લામાં ૭૭૭ ગામો વસ્તી વાળા છે, તે શિવાય બીજાં ૮૧ ગામ વસ્તી વગરનાં (નાનાં ગામડાં) છે, એટલે બધાં મળી કુલ ૮૫૮ એ જીલ્લામાં ગામો આવેલાં છે.

એ જીલ્લામાં બધાં મળી ઘરો ૧,૩૭,૬૧૩ આવેલાં છે.

---

### દિશાઓ.

સ—છોકરાઓ બોલો તો દિશાઓ કેટલી છે!

જ—દિશાઓ ચાર છે-ઉત્તર, દક્ષિણ, પૂર્વ, ને પશ્ચિમ.

સ—દિશાઓ કેમ પારખવી તે તમે જાણો છો?

જ—હાજી, સૂરજ ઉપરથી.

સ—સૂરજ ઉપરથી તમે દિશા શી રીતે પારખી કાહાડો?

જ—સૂરજ જેણીગમ ઉગતો હોય તે પૂર્વ દિશા, અને સાંજે જેણીગમ સૂરજ આથમતો હોય તે પશ્ચિમ દિશા જાણવી.

સ—ત્યારે ઉત્તર ને દક્ષિણ દિશા કેમ જણાય તે કોહો?

જ—હાજી સાહેબ એ તો સેહેલું છે, આપણે સૂરજ તરફ મોં કરીને ઉભા રહીએ તો જેણીગમ આપણો ડાબો હાથ આવે તે ઉત્તર દિશા. ને જેણીગમ આપણો જમણો હાથ આવે તે દક્ષિણ દિશા જાણવી.

સ—એ તો ખરૂં, પણ જ્યારે વાદળામાં સૂરજ દેખાતો નહીં હોય ત્યારે દિશા શી રીતે શોધી કાહાડવી?

જ—ધ્રૂવના તારાએ કરીને.

સ—જ્યારે ધ્રૂવનો તારો પણ દેખાતો નહીં હોય ત્યારે દિશા શી રીતે જાણવી?

જ—વાહાણના હોકાયંત્રે કરીને.

સ—ધ્રૂવનો તારો અને વાહાણના હોકાયંત્રે કરીને દિશા શી રીતે જણાઈ આવેછે?

જ—ધ્રૂવનો તારો એ હંમેશા ઉત્તર દિશાએજ ઉગેછે, ને હોકાયંત્ર એટલે વાહાણનો હુકો તે મોટા વાહાણોમાં ખલાસી લોકો રાખેછે તે અંધારી રાતે તેમને બહુ કામ લાગેછે, તે હોકાયંત્રની સોય હંમેશા ઉત્તર દિશા તરફજ રેહેછે; એ રીતે ધ્રૂવના તારા તથા હોકાયંત્રથી ઉત્તર દિશા ઝટ જણાઈ આવેછે.

સ—એ તો તારાએ તથા હોકાયંત્રે કરીને ઉત્તર દિશા જણાય, ત્યારે બાકીની દક્ષિણ, પુર્વ, પશ્ચિમ એ દિશા કેમ જ-ણાઈ આવે?

જ—ઉત્તર દિશા જણાઈ એટલે તે જાણવું સેહેલ છે– ઉત્તરાં-નો સામેની દક્ષિણ દિશા, ને ઉત્તર દિશા તરફ મોં કીધું તો જમણા હાથ તરફની પૂર્વ દિશા, ને ડાબા હાથ તર ફની પશ્ચિમ દિશા જાણવી.

સ—નકશાનો ચારો દિશા શી રીતે જાણવી?

જ—નકશો સામો ટાંગવો ને તેના તરફ ચત્તુ મોં કરીને ઉ-ભા રેહેવું, તો ઉપલો ભાગ તે ઉત્તર દિશા, નીચેનો ભાગ તે દક્ષિણ દિશા, જમણા હાથ તરફનો ભાગ તે પૂર્વ દિ-શા, ને ડાબા હાથ તરફનો ભાગ તે પશ્ચિમ દિશા જાણવી.

સ —ખૂણા કેટલા છે તે કોહો?

જ—ખૂણા ચાર છે–વાયવ્ય, ઈશાન, નૈરૂત્ય, ને અગ્નિ.

સ—એ ચારો ખૂણા કઈ કઈ દિશાની વચ્ચે આવેલા છે?

જ—ઉત્તર ને પશ્ચિમ વચ્ચે વાયવ્ય, ઉત્તર ને પૂર્વ વચ્ચે ઈશાન, દક્ષિણ ને પશ્ચિમ વચ્ચે નૈરૂત્ય, ને દક્ષિણ ને પૂર્વ વ-ચ્ચેનો અગ્નિ ખૂણો.

---

## ભૂગોળની વ્યાખ્યા.

સ—છોકરાઓ બોલો તો નકશો એટલે શું?

જ—કશો એટલે આખી પૃથ્વી કે તેનો કોઈક ભાગ, કે દેશ કે શેહેર વગેરેનો ચિત્ર કાહાડી નમુનો ચીતરેલો તે.

સ—સીમાડો, સડક, અને રેલવે એટલે શું?

જ—સીમાડો એટલે સીમા અથવા હદ, સડક એટલે કાચો બાં-

ધેલો રસ્તો, અને રેલવે એટલે લોઢાની સડકનો પાકો બાંધેલો રસ્તો.

સ—ગામ એટલે શું?

જ—જ્યાં થોડાંક જથાબંધ ઘરની વસ્તી હોય તે.

સ—ત્યારે ગામડું એટલે શું!

જ—જ્યાં કે ઘણાંજ થોડાં ઝુંપડાં જેવાં ઘરની વસ્તી હોય તે.

સ—કસબો કોને કહીએ!

જ—તાલુકાનું જે સૌથી મોટું ગામ તે કસબો.

સ—શેહેર કોને કહીએ!

જ—જ્યાં કે મોટાં મોટાં છોબંધ ને ઘણાં હારબંધ ઘરો બાંધેલાં હોય, અને સારાં સારાં ચોટાં તથા બજાર હોય, અને તેમાં ઘણાં પરાં ને ફળીઆં હોય તે શેહેર.

સ—પ્રગણું એટલે શું?

જ—જેમાં નાનાં નાનાં ગામો ઘણાં આવીને તેનો એક તાલુકો બંધાયલો તે.

સ—ત્યારે તાલુકો એટલે શું?

જ—તાલુકો એટલે માહાલ, અથવા જેને પ્રગણું કેહેછે તે.

સ—જીલ્લો એટલે શું?

જ—જીલ્લો એટલે જે ઘણાંએક તાલુકા તથા પ્રગણાં મળીને થયલો તે.

સ—નદી કોને કહીએ?

જ—જે મીઠા પાણીનો ધોધ પર્વતમાંથી અથવા સરોવરમાંથી નીકળીને સમુદ્રને જઈ મળેછે તે.

સ—નદીનું મૂળ અને મૂખ તે શું?

જ—જે પર્વત કે સરોવરમાંથી નદી નીકળેછે તે ઠેકાણાને મૂળ, અને જ્યાં નદી સમુદ્રને મળે છે તે ઠેકાણાને મૂખ કેહેછે.

સ—ત્યારે ખાડી કોને કેહેછે?

જ—નદી દરિઆને મળવા પેહેલાં ભરતીનું પાણી માંહે આવે એવું નદીનું મુખ જે પોહોળું થાયછે તેને ખાડી કેહેછે.

સ—દરિઓ અથવા સમુદ્ર કોને કેહેછે?

જ—માહાસાગર કરતાં જે નાનો પાણીનો ભાગ તે સમુદ્ર.

સ—તળાવ કોને કેહેછે?

જ—તળાવ એટલે નાનું સરોવર, અથવા ચો તરફ ફરતી જમીનને વચમાં થોડો પાણીનો ભાગ તે તળાવ.

સ—સરોવર કોને કેહેછે?

જ—સરોવર એટલે મોટું તળાવ જેવું, એટલે આસપાસ ચારે તરફ ફરતી જમીન ને વચમાં ઘણુંએક પાણી તે.

સ—બેટ એટલે શું?

જ—ચો તરફ ફરતું પાણી, ને વચમાં જમીનનો ભાગ તે બેટ.

સ—બંદર એટલે શું?

જ—નદી કે દરિઆ કાંઠે વેપારના મથકનું જે શેહેર અથવા કસબો આવેલો તે.

સ—ડુંગર એટલે શું?

જ—જમીન ઉપર જે મોટા ઊંચા ટેકરા હોય તે ડુંગર.

સ—પહાડ અને પર્વત એટલે શું?

જ—ઘણા ડુંગરો સાથે જોડાઇને પૃથ્વીની સપાટીથી ઘણા ઊંચા ગયલા તે પાહાડ, અને એવા એવા પાહાડ સાથે જોડાઇને ઊંચા લાંબા પથરાયલા તેને પર્વત કેહેછે.

# ખબર.

નીચે લખેલી ચોપડીઓ જોઇએ તેણે રોક ગાવી લેવી. કેટલીક જાતની જથાબંધ ખરીદ ક મીશન આપવામાં આવશે. એ ચોપડીઓ સુરત સેથી, તેમજ ઓરપાડમાં શા. દામોદરદાસ વલ રીમાં આસિ૰ માસ્તર ગોકળદાસ, ચીખલીમાં અને વલસાડમાં ત્યાંના બુકસેલર શેઠ ફુવાર વેચાતી મળશે. મંગાવવા વગેરેનો બંદોબસ્ત કર નીચલે ઠેકાણે લખી જણાવવું.

૦-૧-૬ ગુજરાતી પેહેલી ચોપડીના અર્થ.
૦-૨-૦ બીજીના અર્થ.
૦-૩-૦ ત્રીજીના અર્થ.
૦-૪-૦ ચોથીના અર્થ.
૦-૫-૦ પાંચમીના અર્થ.
૦-૬-૦ છઠ્ઠીના અર્થ.
૦-૭-૦ સાતમીના અર્થ.
૦-૧-૦ કોષ્ટકની ચોપડી, જેમાં બધી જાતનાં આંકગણિતમાં આવેલાં કોષ્ટકો છે.

૦-૨-૦ સુરત ઓતર ધોરણ
૦-૧-૬ મુંબઇ ઇ ળ ત્રીજ
૦-૨-૬ હિંદુસ્તા ભૂગોળ (ડાહ્યા.
૦-૩-૦ ઓળિઆ પાંચમા
૨-૦-૦ બદિયલ વારતા (

શા૰ પેસાભાઈ ગોપાળદાસ
સુરત ગોપીપરૂં, ભણશાળીના